હુવલકુલ યા મુઈન.

દુનિયાના દરેક મુસલમાનને

# આવાઝ

સુફિયની વ મવલાઈ હ૦
ખ્વાજા હસન નિઝામી
સાહેબની અપીલ.

અનુવાદક
બદ્ર નિઝામી-મહુતી.
"મુસ્લિમ કલમ"

પ્રગટ કર્તા

અનજુમન તરક્કીએ ઈસ્લામ માટે
પઠાણ નીઝામખાન નુરખાન વકીલ
મીરઝાપુર રોડ, અમદાવાદ.

આવૃત્તિ ૧ લી
સને ૧૩૪૩ હિજરી



પ્રત ૨૦૦૦
સને ૧૯૨૫ ઇ સ

— બે પૈસાની પોસ્ટ ટીકીટ મોકલી મફત મગાવો —

ધી અમરસીહજી પ્રિ પ્રેસમા નિઝામખાન નુરખાને છાપ્યુ
મીરઝાપુર રોડ વુડલેન્ડ બગલો, અમદાવાદ.

# બે બોલ

દિલ્લીવાળા હ૦ ખાજા હસન નિઝામી સાહેબે એક પેમ્ફલેટ "આવાઝ" નામનુ પ્રગટ કરી વ્હેચ્યુ હતુ, જેનો ગુજરાતી તરજુમો "દીન" અને "પોલિટિકલ ભોમીયો" મા છપાઇ ચૂકયો હતો, પરતુ કેટલાક ઇસ્લામના હમદર્દ ફિદાઇયોએ એ "આવાઝ" ને પુસ્તક રૂપે ઘેર ઘેર પહોચાડવાની ઇચ્છા ઝાહિર કરી અમને નાણાની મદદ આપી જેથી આજે ખુદાપાકના ફઝલો કરમથી આ ન્હાનકડુ પુસ્તક મુસલમાનોના હાથમા પહોચવા પામ્યુ છે મુસલમાનો ! બેદાર થાવ અને ઇસ્લામની મદદ માટે તન, મન અને ધનનો ભોગ આપવા તયાર થઈ જાવ

મેનેજર —

**પોલિટિકલ ભોમીયો.**

# દુનિયાના દરેક મુસલમાનને
# આવાઝ.

---

એક અને ભાગીદાર વિનાના મહાન અલ્લાહને હાઝિર નાઝિર જાણીને હુ આખી દુનિયાના મુસલમાનોને થોડીક સાચી સાચી વાતો સભળાવવા માગુ છુ હુ આ પયગામમા મુસલમાનોને કોઇ કોમની વિરૂદ્ધ ભડકાવવા કે તિરસ્કાર ઉત્પન્ન કરવાનો વિચાર નથી ધરાવતો મ્હારી ઇચ્છા તો મુસલમાનોનુ ધ્યાન એક અતિ અગત્યની બાબત તરફ દોરવાની છે, અને તે એવી બાબત છે જેને હુ હીદુસ્તાનના મુસલમાનો અને હીદમા ઇસ્લામ માટે ઘણીજ નુકસાનકર્તા માનુ છુ એટલે આ પયગામદ્વારા હીદના વતનીઓને એ ભાવિ નુકસાનથી બચાવવા અને ઇસ્લામની મદદ કરવાનો ઉપાય બતાવુ છુ અને બહારના મુસલમાનોને હીદી મુસલમાનોની મદદ માટે તૈયાર કરવાનો તથા હીદી મુસલમાનોની ચાલુ સ્થિતિથી જાણીતા કરવાનો મ્હારો હેતુ છે

આ આવાઝ (સાદ) આપવો અને મદદ માગવી કોઇ બિન ઇસ્લામી અથવા ઇસ્લામના હરીફ સાથે યુદ્ધ કરવા–લઢવા માટે નથી, એનો એક માત્ર હેતુ **મુસલમાનો અને ઇસ્લામને ભય અને નુકસાનથી બચાવવાનો છે**, એથી લડવા ઝગડવા કે તોફાન ટટાની ઇચ્છા નથી

એ ભયવાળી વાત એ છે કે, હીદુસ્થાનમા આર્યસમાજ નામનો એક પથ પેદા થયો છે, જે ધનહીન, ગરી

ઇસ્લામથી બિન વાકિફ અને નિર્બળ મુસલમાનોને દબાણ, ફરેબ અને લાલચથી મુર્તદ કરે છે એ કાર્ય બે વર્ષથી આર્યસમાજીઓએ ભારે ધામધુમથી શરૂ કર્યું છે, જેને સંસ્કૃત ભાષામા એ લોકો "શુદ્ધિ" કહે છે સેન્ટ્રલ શુદ્ધિસભાના સેક્રેટરીએ હમણા જાહિર કર્યું છે કે બે વર્ષમા તેમણે સિત્તેર **હજાર (૭૦૦૦૦) મુસલમાનોને આર્ય બનાવી લીધા**

આર્ય સમાજીઓ હીંદુસ્તાનના દરેક પ્રાંતમા, દરેક શહેર, કસ્બા અને ગામમા જાહિર રીતે મુસલમાનોને મુર્તદ અને આર્ય બનાવવાની કોશિષો ચલાવી રહ્યા છે, અને ખુલ્લમખુલ્લા કહે છે કે "ધીમે ધીમે અમે બધા મુસલમાનોને આર્ય બનાવી લઇશુ" તેઓ એમ પણ કહે છે કે "શરૂઆતમા આ બાબત ગમે તેટલી સાધારણ લાગે, પણ ધીમે ધીમે અમો આર્ય સમાજીઓમા એટલુ બળ ઉત્પન્ન થઇ જશે કે, અમે હીંદના મુસલમાનોને બળાત્કારે આર્ય બનાવી લઇશુ" એથી પણ આગળ વધી તેઓ ઉશ્કેરણી ફેલાવવા માટે એમ પણ જણાવે છે કે, 'અમે કા'બાની ઉપર ઓમ (ૐ) નો આર્યસમાજી ઝંડો ચઢાવીશુ અને અરબસ્તાન તથા આખી દુનિયાના મુસલમાનોને આર્ય બનાવીશું"

મ્હને આ છેવટના ઉશ્કેરનારા દાવા વિષે તો કાંઇ ચિંતા નથી, અલબત્ત હીંદના મુસલમાનો વિષે ભય છે જો કે હીંદના બેફીકર તથા મજબુત દિલના મુસલમાનોનો એવો ખ્યાલ છે કે "આર્યસમાજીઓ અમારૂં કે ઇસ્લામનુ કાંઈ બગાડી શકે એમ નથી." પરંતુ કામ કરનારાઓ અને વાતો વધારનારાઓ વચ્ચે

ભારે તફાવત હોય છે આર્યસમાજીઓ રાત્રિદિવસ પોતાના કામમા પરોવાયેલા છે અને દરરોજ સેકડો હઝારો મુસલમાનો મુર્તદ થતા જાય છે, છતા બેફીકર મુસલમાનો અત્યારસુધી એમજ કહે છે કે "આર્યસમાજીઓ કાંઈ કરી શકે એમ નથી"

એટલા માટે હીંદના મુસલમાનોને ઇસ્લામી મદદ માટે અને આખી દુનિયાના મુસલમાનોને હીંદમા ઈસ્લામની મદદ માટે આવાઝ ( સાદ—આમંત્રણ ) આપુ છું, કે તેઓ આવા ભયના સમયે ઇસ્લામના રક્ષણ માટે તૈયાર થઇ જાય

હીંદમા ઘણી અંજુમનો અને ઘણા મોલ્વીઓ આર્ય-સમાજના મુકાબલામા અને ઇસ્લામના બચાવમા કોશીશો ચલાવી રહ્યા છે, પરંતુ હુ એ બધી કોશિશોને અસ્લી ભયના ઈલાજ અને મુસલમાનોને બચાવવા માટેનો કિલ્લો નથી માનતો, એટલે હુ હીંદુસ્તાન અને આખી દુનિયાના મુસલમાનોને મદદ માટે પોકારવાનું ઝરૂરી ગણુ છુ

હુ પણ બે વર્ષથી આર્યસમાજની ઇરતિદાદની હીલ-ચાલનો મુકાબલો કરી રહ્યો છુ, પણ જેટલુ મ્હે કામ કર્યું આર્યસમાજીઓના મુકાબલામા ખરૂ જોતા કાંઇ લેખામાજ નથી. જો કે આર્યસમાજી નેતાઓ અને તેમના વર્તમાનપત્રોએ આખા હીંદમા મ્હારી વિરૂદ્ધ એક ભારે હોહાકાર ફેલાવી દીધો અને હીંદુઓનુ દરેક બાળક એમ કહેવા લાગી ગયુ કે "હસન નિઝામીએ હિંદુઓ વિરૂદ્ધ કાવત્રારૂપે એક ગુપ્ત જાળ ફેલાવી છે અને તે આખા હીંદના હીંદુઓને મુસલમાન કરી લેવા ચાહે છે, અને હીંદુસ્તાનમા જ્યા જ્યાં દંટો તોફાન થાય છે

તે બધાનો ઉત્પાદક હસન નિઝામી છે એના મુરીદો–શિષ્યો ઠેકઠેકાણે હીંદુઓ ઉપર હુમ્લો કરે છે અને તોફાનમા વધારો કરે છે ”

એટલે સુધી કે, હીંદુ મુસલમાન લીડરોને પણ એની ખાત્રી થઇ ગઇ એજ કારણથી હીંદુસ્તાનના બાથી મ્હોટા નેતા મ૦ ગાંધીએ પણ મ્હારી સાથે ત્રણ ચાર મુલાકાતો કરી અને બબે કલાક સુધી મ્હારા તબ્લીગી કાર્ય વિષે વાદવિવાદ ચલાવ્યો, પરંતુ મ્હે એમને પણ સ્પષ્ટ કહી દીધુ કે “એ અફવા વજૂદ વિનાની છે મ્હે કોઇપણ પ્રકારનુ ગુપ્ત કાવત્રું રચ્યુ નથી, તેમજ આખા હીંદમા હીંદુઓને મુસલમાન બનાવી લેવાના કોઇ ગુપ્ત કાવત્રામા ભાગ નથી લતો વળી જ્યા જ્યા ટંટો તોફાન થાય છે, તેમા મ્હારો લગારે હાથ નથી મ્હારૂ કામ ફક્ત ત્રણ વિભાગમા છે એક તો એ કે મુસલમાનોને ઇસ્લામના શિક્ષણથી માહિતગાર બનાવુ છુ, કેમકે તેઓ ઇસ્લામી શિક્ષણથી અજ્ઞાન હોવાને કારણે આર્ય-સમાજના ઇરતિદાદનો શિકાર બની જાય છે બીજુ એ કે મુસલમાનોની આર્થિક (નાણા સબંધી) સ્થિતિ સુધારવાનો પ્રયાસ કરૂ છુ, કેમકે મુસલમાનો નિધનતાને કારણે તથા કરજદારીને લઇને આર્યસમાજીઓની લાલચમા લપટાઇ જાય છે એ આર્થિક સ્થિતિ સુધારવા માટે મ્હે બે રીતો ગ્રહણ કરી છે પ્રથમ તો એ કે મુસલમાનોને શાદી બ્યાહ (લગ્ન વિવાહ) ના ખોટા ખર્ચોથી બચાવવાની કોશિષ કરૂ છુ, અને બીજુ એ કે તેમને મુકદ્દમાબાઝી, જુગાર, મદ્યપાન, પરસ્ત્રી

સભોગ—રડીબાઝી વિગેરે ગુનાહોથી બચાવવા પ્રયાસ કરૂ છુ, કેમકે મુસલમાનોની નાણા સબધી બુરી દશાના એજ મુખ્ય કારણો છે ત્રીજુ એ કે નવરા—કામધધા વિનાના મુસલમાનોને ફાયદાકારક વ્હેપાર ધધાની રીતો બતાવુ છુ દાખલા તરીકે અનાજ, કાપડ, ટોપીઓ, બુટ તેમજ અન્ય એવીજ વસ્તુઓના વ્હેપારની રીતો સપૂર્ણ માહિતી સાથે તેમને બતાવુ છુ, જેથી મુસલમાનોમાથી બેકારી અને એદીપણુ નીકળી જાય, નિર્ધનતા અને કર્જદારીમાથી મુક્ત થાય, અને આર્યસમાજીઓની લાલચમા લપટાઇને ઇસ્લામથી ફરીને મુર્તદ ન થઈ જાય

મ્હારા કાર્યનો ત્રીજો અને છેવટનો વિભાગ તબ્લીગે ઇસ્લામનો છે, પણ હુ ઇસ્લામી તબ્લીગ માત્ર એ અછૂત અને નીચ ગણાતી જાતિઓમા કરૂ છુ, જેઓ જનાવરની પેઠે જીવન ગાળે છે જેઓ હીદુ પણ નથી તેમ મુસલમાન પણ નથી, તેમજ ઇસાઇ કે યાહુદી પણ નથી અને જેમને માટે હીદુ આગેવાનો એમ જણાવે છે કે "અમે એમને હીદુ સમાજમા ભેળવી દઇ એમની સુધારણા કરવા માગીયે છીયે અને તેમને મનુષ્ય તરીકેના હકો આપીને મનુષ્ય બનાવવાની અમારી ઇચ્છા છે"

હવે એ હીદુ નેતાઓના કહેવા મુજબ એ અછુત અને નીચ કોમો જેઓ હીદુ નથી, તેમને આર્ય અને હીદુ બનાવવામા આવે છે અને જેવી રીતે ખ્રિસ્તી મિશનરીઓ તેમને ખ્રિસ્તી બનાવી રહ્યા છે, એજ પ્રકારે અમો મુસલમાનોને પણ હક છે, બલ્કે ઇસ્લામનો અમારા ઉપર ફર્ઝ છે

કે, અમે પણ ઇસ્લામી ઝરીઆથી એ ગરીબોની સુધારણા કરીયે અને તેમને મનુષ્ય તરીકેના હકો આપી, અમારા જેવાજ માણસ બનાવીયે, કારણ કે ઇસ્લામ દુનિયામા એજ મનુષ્યત્વ, સમાનતા અને ભાઇચારાનો પયગામ લાવ્યો છે

જો કે મ૦ ગાધીજીએ અછતોમા તબ્લીગે ઇસ્લામનુ કામ કરવાની વિરૂદ્ધતા કરી, પરતુ મ્હારી ઉપર આખા હીદના આર્યસમાજી નેતાઓ અને વર્તમાનપત્રોએ મૂકેલા બીજા બધા આરોપો તદ્દન ખોટા હોવાનુ એમણે કબૂલ કરી લીધુ.

**મૂળ હેતુ.**

અત્યારસુધી મ્હે જે કઈ કહ્યુ એ તો ભયના વર્ણનનો થોડોક ખુલાસો હતો હવે અહીથી હુ મ્હારા બે વર્ષના કામ વિષે ટુકમાજ થોડુક કહેવા માગુ છુ અને તે એ છે કે, મ્હે અન્જુમનો અને અન્ય ઉલ્માઓની પેઠે ઇરતિદાદની ભૂમીમા પોતે જઇને આર્યસમાજ સાથે વાદવિવાદ નથી કર્યો અને મ્હારૂ કાર્ય અન્જુમનો અને ઉલ્માઓના કાર્યથી તદ્દન જુદાજ પ્રકારનુ છે મ્હારા કામમા કોઇ મેમ્બર કે સાથી નહતો મ્હે પોતે જે રીતે અને જેટલુ કામ કર્યું એનો ખુલાસો એ છે કે, પ્રથમ એક મદ્રિસો કાયમ કર્યો, જેમા ઇસ્લામના દાઇયો (આમત્રણ દેનારાઓ) ને ઇસ્લામની દા'વતનુ શિક્ષણ આપવામા આવતુ હતુ, પરતુ છ સાત મહિના પછી એ મદ્રિસો બધ કરી દેવામા આવ્યો, કેમકે એની વ્યવસ્થા મ્હારાથી ન થઇ શકી અને મ્હે મુસલમાનોના ફડના પૈસા એવા કાર્યમા ખર્ચવાનુ યોગ્ય ન ગણ્યુ, જેની વ્યવસ્થા મ્હારા કાબૂની બ્હાર

હતી એ પછી મ્હે હજારો પાન વેચનારા, કમ્પાઉન્ડરો, પોસ્ટ-મેનો, સ્કૂલ માસ્ટરો, પટાવાળા, કલાર્ક, મસ્જીદોના પેશ ઇમામોના ઠેકાણા મેળવી, તેમને એક છાપેલો કાગળ મોકલી, ઉપલા હેતુઓ પાર પાડવા માટે વિના પગારે તેમની મદદ માગી અને ખુદાની કૃપાથી તેઓમાથી ઘણાખગ મુસલમાનોએ મ્હને મદદ આપવાનુ કબૂલ કર્યું અને વિના પગારે મ્હારી બતાવેલી રીતોથી ઇસ્લામની સેવા કરવાની હા પાડી

એ પછી મ્હે મઝહબી શિક્ષણના, આર્થિક સુધારણા-ના, ધન દોલતની તરક્કી અને તબ્લીગે ઇસ્લામના ઘણા હેન્ડબીલો અને પેમ્ફલેટો લખીને છપાવવા માડયા દરરોજ પાચ હજાર હેન્ડબીલો ગમે તે એક વિષયના છપાતા હતા અને આઠમે કે પદરમે દહાડે ૩૨ પાનાના અથવા એથી થોડાક વધારે પાનાના ઉપલા ત્રણ હેતુઓમાથી એકાદ હેતુને લગતા એકાદ પેમ્ફલેટની **બે હજાર પ્રતો** છપાતી હતી એ હેન્ડ-બીલો અને પેમ્ફલેટો, ઉપર બતાવેલા માણસોને મોકલી દેવામા આવતા હતા, જેઓ પોતપોતાના ઈલાકામાં અને પોતાના અસરવાળા માણસોમા વ્હેચી આપતા હતા, અથવા તો વાચી સભળાવતા હતા, અને તે મુજબ મુસલમાનોને અમલ કરાવવાની કોશિષ કરતા હતા

ખુદાની કૃપાથી આખા હીદમા લાખો બેનમાઝી આવી રીતે નમાઝી થઇ ગયા અને લાખો મુસલમાનોને ઇસલામના ઝરૂરી અકીદાઓ અને સિદ્ધાંતો માલુમ થઇ ગયા તેમજ લાખો મુસલમાનોમાં આર્થિક સ્થિતિ સુધારવા અને પોતાની નાણાં

સબંધી સ્થિતિ દુરસ્ત કરવાનો શૉક (શોખ) પયદા થયો. સેંકડો મુસલમાનો મ્હારી બતાવેલી રીતો પ્રમાણે જ્હેપાર ધંધો કરવા લાગી ગયા અને એજ ગરીબ ભાઈયોની કોશિશથી આખા હીંદના જુદા જુદા ઇલાકાઓમા **પચીસ હઝાર અછુત મુસલમાન બની ગયા**

મ્હે મ્હારા મિત્રોને ખાસ તાકીદની સૂચના આપી દીધી હતી કે, તેમણે કોઇ ભણ્યાગણ્યા બીન ઇસ્લામીને મુસલમાન બનાવવાની કોશિશ કરવી નહી, કેમકે હુ તો માત્ર અછૂત--અસ્પૃશ્ય જાતિઓને ઇસ્લામી શિક્ષણ વડે સભ્ય, નેક અને સુધરેલી બનાવવા માગુ છુ અને એમનેજ ઇસ્લામની દિક્ષા આપવામા હુ મ્હારી પોતાની અને મ્હારા સાથીઓની નજાત માનુ છુ

જો કે **સિત્તેર હઝાર મુસલમાનોનું મુર્તદ થવુ** એ ભારે નુકસાન છે અને પચીસ હઝાર અછૂતોનુ ઇસ્લામમા દાખીલ થવુ, ઘણીજ સાધારણ સંખ્યા છે એમ હુ માનુ છુ પરંતુ જો અલ્લાહ તઆલાનો ટેકો હોય અને તેના આજિઝ બંદાઓ કોશિશ કરતા રહે તો અમે એ નુકસાન પુરૂ કરી આપી ઘણીજ જલ્દીથી આર્યસમાજે મુર્તદ બનાવેલા મુસલમાનોને પાછા ઇસ્લામમા લઈ આવીશુ

ઇન્શાઅલ્લાહ

મ્હે જે હેન્ડબીલો અને રિસાલાઓ વિષે જણાવ્યુ, તે હજીપણ બરાબર છપાય છે અને લાખોની સંખ્યામા વ્હેંચાઈ ચુકયા છે એ ચીઝો માત્ર ઉર્દૂ-ભાષામાજ નહી,

અલ્કે ગુજરાતી, હીંદી, મરાઠી, અને કનારી વગેરે હીંદુસ્થાની ભાષાઓમા તેમના તરજુમા પણ છપાયા છે અને ભારે ખર્ચ વેઠી વ્હેચવામા આવ્યા છે, અને હજીસુધી કામ ચાલુ છે અને જો ખુદાને મન્જુર હશે તો ચાલુ રહેશે

જે કામ મ્હે કર્યું અને જે કામ એ દિશામા ઉલ્માઓ અને અન્જુમનોએ કર્યું અને કરે છે, તે મ્હારા ધારવા પ્રમાણે તો ઘણુજ સાધારણ તથા કાઇ ન હોવા સમાન છે કેમકે મુકાબલામા એક એવી કોમ ઉભી છે, જેની પાસે ધન ઘણુ છે, વિદ્યા પણ વધારે છે અને કામ કરનારાઓની સખ્યા પણ વિશેષ છે અને સૌથી મહત્વની બાબત તો એ છે કે, એ કોમના એટલે આર્યસમાજીઓના બાળક સુદ્ધા મુસલમાનો અને ઇસ્લામના શત્રુ છે, તથા **મુસલમાનોને હિંદુસ્તાનમાંથી તદ્દન નાબુદ-નષ્ટ કરી દેવા ચાહે છે.** દરેક આર્યસમાજી પોતાના ધન, હાથ, જીભ વડે તેમજ દિમાગથી વિચાર કરીને, લખીને, કરીને, ઇસ્લામને હીંદુસ્તાનમાથી મટાડી દેવાની કોશિશ કરે છે

એથી વિરૂદ્ધ અમો મુસલમાનોની એવી હાલત છે કે, ફક્ત સો બસો માણસો સિવાય આખી કોમ નિરાતે ઉંઘે છે જો તેમને કાઇ કહો તો જવાબ મળે છે કે "અમારા ઇલાકામા તો આર્યસમાજની લગારે અસર નથી અને અહીંયાના મુસલમાનોને તેમની અશુદ્ધિ તથા ફિત્નએ ઇરતિદાદનો લગારે ભય નથી" તેઓ એટલુ નથી સમજતા કે, આર્યસમાજીઓ ઘણીજ છુપી રીતે ચુપચાપ મુસલમાનોને

ગફલતમા રાખી, અ દરજ અ દર સુર ગ લગાવી રહ્યા છે જ્યારે એ સુર ગ તૈયાર થઇ જશે અને તેના દારૂમા આગ લગાડવામા આવશે, ત્યારે મુસલમાનો માથુ ફૂટશે અને કહેશે કે "હાય, અમે ત-ન અજાણ રહ્યા "

થોડાક મુસલમાનો એવા છે કે, જેઓ થોડીક પૈસાની મદદ આપે છે, પણ એ ભયાનક હીલચાલને સમજવા અને તેથી પોતે બચવા સાથે બીજા મુસલમાનોને બચાવવાની એમના દિલમાં ધગશ નથી

મને મારા કામમા સૌથી વિશેષ મદદ **બર્મા** અને **પૂર્વ આફ્રિકાના** મુસલમાન ભાઇયોએ આપી અને મે પોતે માસિક અઢીસો રૂપીયા મારી પાસેથી એ કામમા ખર્ચ કર્યા, પરતુ હવે ખર્ચ બરાબર મળતુ નથી બે માસથી હેન્ડબીલો પણ છાપી શકાયા નથી અને તબ્લીગી, ઇસ્લાહી તથા ઇસ્લામી રીસાલા પણ કર્જ લઈને છપાવુ છુ, કેમકે ખર્ચ હઝારો રૂપીયાનો છે **ફક્ત ટપાલ ખર્ચ કેટલીક વખતે માસિક પાંચસો રૂપીયા સુધી પહોચી** જાય છે, એટલે કે જે હેન્ડબીલો અને રિસાલા પ્રગટ થાય છે તે ગામેગામ મોકલવા માટે પોસ્ટેજના માત્ર પાચસો રૂપિયા દર મહિને ખર્ચ થાય છે, એ હેન્ડબીલો અને રિસાલાઓનુ લખામણ અને છપામણનુ ખર્ચ તથા કાગળની કીમત વગયૂરા તો જુદુ જ.

મ્હે આ કામને માટે કોઇ મોટી ઓફીસ કે ખાતું નથી ખોલ્યુ, ફક્ત એક કલાર્કથી કામ ચલાવુ છુ અને હુ પોતે બધું કામ મારે હાથે કરૂં છું એનું કારણ એ છે કે એ

મહાન કામને માટે જેટલા રૂપીઆ જોઇયે તેટલા મારી પાસે નથી, તેમજ મુસલમાનો એ તરફ ધ્યાન આપતા નથી હુ ઉપકાર ભૂલી જનાર (કૃતઘ્ની) નથી હીંદના મુસલમાનોએ મને તેમજ સઘળી ઇસ્લામી અન્જુમનોને તેમજ જુદા જુદા મોલ્વીઓને છુટે હાથે પૈસા આપ્યા, પરંતુ આજકાલ કાંઇ એવો મામલો ઠંડો પડી ગયો છે કે ફંડની રકમો આવતી બંધ થઇ છે કદાચ મુસલમાનો એમ જાણી બેઠા હશે કે, હવે તો શુદ્ધિનુ કામ પુરૂ થયું અને હવે મુસલમાનોના મુર્તદ થવાનો ભય નથી પણ તેમણે જાણવુ જોઇયે કે, આર્યસમાજીઓ અગાઉ કરતા પણ વધુ ચુસ્તી સાથે એ કામમા વળગ્યા છે સ્વામી શ્રદ્ધાનંદને બીજા ફંડની રકમો મળવા ઉપરાંત **એકજ આર્યસમાજી શેઠ મુસલમાનોને આર્ય બનાવવા માટે માસિક એક હઝાર રૂપીયા આપે છે** જો મારા કામ માટે બરાબર એક હઝાર રૂપીયા માસિકની આવક (મદદ) હોત તો, કદાચ હુ સ્વામીજી કરતા વધુ કામ કરી બતાવત

## મુસલમાનોને કેવી રીતે બચાવી શકાય?

હવે હુ મુસલમાનોને ઇરતિદાદ અને કુફ્રની આગથી બચાવવાના ઉપાય બતાવવા માગું છુ તેમજ મ્હે હીંદુસ્થાનના મુસલમાનોની મદદ કરવા માટે આખી દુન્યાના મુસલમાનોને પોકાર્યા છે, એટલે તે મદદ કેવી રીતે કરવાની છે એ વિષે પણ ટુંકમાજ બધો ખુલાસો આપી દેવા માગું છુ.

હુ ઉપર બતાવી ચૂકયો છું કે, મુસલમાનો ફકત બે કારણોને લઇને મુર્તદ થાય છે પ્રથમ તો ઇસ્લામી શિક્ષ-

**ણથી બેખબર હોવાને લીધે** અને બીજુ **નિર્ધનતા અને કર્જદારીના કારણે.** એટલે હવે તેમને મુર્તદ થતા બચાવવાનો ઇલાજ એજ છે કે, હીદુસ્તાનના મુસલમાનો પોતાના ઇસ્લામી શિક્ષણથી બેખબર મુસલમાન ભાઇયોને વાકિફ કરવાની કોશિશ કરે તથા તેમને નમાઝ રોઝાના પાબદ બનાવે બીજુ એ કે મુસલમાનોની નિર્ધનતા અને કર્જદારી દૂર કરવાની કોશિશ કરવામા આવે એ કાર્ય એવી રીતે થઇ શકે છે કે, મુસલમાનોમા શાદી તેમજ ગમી (શોક) ના પ્રસગે જે ખોટા રીવાજોમા પૈસા બરબાદ થાય છે, તે બધા રીત રીવાજો બીરાદરીના—નાતના બળથી અટકાવી દેવામા આવે, તેમજ એવી રીતે તેમને મુકદ્દમાબાઝી, જુગાર, મદ્યપાન, કર્જદારી અને રડીબાઝીથી અટકાવે મુસલમાન બાળકોને ગલીયોમા ભટકવા ન દે, તેમને કોઇપણ કામે લગાડવા જોઇએ મુસલમાનોને સર્વ સાધારણ ને ઉપયોગી વસ્તુઓનો નાના પાયા ઉપર વ્હેપાર કરાવી આપવો, જેથી તેમને ધીમે ધીમે મોટા મોટા વ્હેપાર ખેડવાની ઉમગ થાય, અને નિધનતા અને કર્જદારીમાથી તેમનો છુટકારો થાય એમા સૌથી અતિશય અગત્યની બાબત એ છે કે, **મુસલમાનોને વ્યાજે નાણાં લેતા જબરાઇથી અટકાવવા જાઇએ.**

આ તો એ કાર્ય થયુ જે હીદના મુસલમાનો કરી શકે છે અને તેમણે કરવુજ જોઇયે એ પછી હુ દુનિયાના (અન્ય દેશોના) મુસલમાનોને કહુ છુ કે, તેઓ હિદુસ્તાનના મુસલમાનોને આ મહાન ભયકર મુસીબતમા આર્થિક (પૈસા

ટકાની ) મદદ આપે, જેથી હીદુસ્તાનમા વસ્તા તેમના ઇસ્લામી ભાઇયોની મદદ કરવાની ફર્ઝ અદા થઇ જાય

મુસલમાનોને, ( ભલે તે સુન્ની હોય કે શીઆ, વહાબી હોય કે સૂફી, ગમે તે અકીદાના હોય ) ઇસ્લામની મદદ માટે એકત્ર થવાનો પયગામ આપુ છુ, કેમકે અત્યારે અમારા કલિમએ તવ્હીદ, અમારા કુરઆન શરીફ અને અમારા કા'બાની ઇઝ્ઝત અને પવિત્રતા તથા અમારા રસૂલલ્લાહ (સ અ સ ) નુ શિક્ષણ (જેને વિષે આપણે બધા ફિરકા એકમત છીએ ) આર્ય શત્રુઓના ઘેરામા ઘેરાયલા છે એટલા માટે ગમે તે અકીદા અને ગમે તે ફિરકાના મુસલમાને એકદિલ થઈ ઇસ્લામની મદદ કરવી જોઇયે અને આ પ્રસગે કોઈ પણ કુરૂઇ (સાધારણ) મતાન્તર કે વિરોધનો ખ્યાલ ન કરવા જોઇએ

## આગાખાની ભાઇઓને વિનંતિ.

હુ ખાસ કરીને આગાખાની મુસલમાનોને ઈસ્લામી કાર્યની મદદ માટે આમત્રણ આપુ છુ, કેમકે એમના પેશવા (આગેવાન) હિઝ હાઇનેસ સર આગાખાને પોતે મ્હને મદદ માટે વચન આપ્યુ હતુ અને ઇસ્લામની હિફાઝત ( રક્ષા ) અને ઇસ્લામના પ્રચારનુ જે કામ હુ કરી રહ્યોછુ એને અતિ અગત્યનુ જણાવ્યુ હતુ અને મિ૰ અલી મુહમ્મદ મકલાઇ, રીક્રીએશન ક્લબ મુબઇના પ્રમુખ અને મિ અલી મુહમ્મદ ચુનારા રીક્રીએશન કલબના સેક્રેટરી વગયૂરાને સબોધીને હુકમ કર્યો હતો કે “ ખાજા સાહેબ મ્હને ઇસ્લામની હિફાજત

અને ઇશાઅત (પ્રચાર) માટે કાંઇ લખે તો, હુ દુનિયાના કોઇપણ સ્થળે હોઉં ત્યા મ્હને એ પયગામ પહોચાડી દેવો ” છતા મે આજસુધી હિઝ હાઇનેસ પાસેથી કે એમની કોમ પાસેથી મદદ નથી માગી, પરતુ હવે ઘણીજ ઝરૂરત છે કે, હિઝ હાઇનેસ અને તેમની જમાઅત મ્હારા આ ઇસ્લામી કામમા મદદ કરે

એજ પ્રમાણે હુ વોહરા, અસ્નાઅશરી, એહલે હદીસ અને ગમે તે અકીદાના ઇસ્લામી ભાઇઓને પણ મદદનુ આમત્રણ મોકલાવુ છુ

**ખુશહાલ મુસલમાનોને સંદેશ.**

એ પછી હુ મ્હારી કોમના દરેક ખુશહાલ અને ધનાઢય મુસલમાનોને તેમના માલની ઝકાત અથવા સદકાત વડે અથવા બીજી કોઇ રીતે મ્હારા આ તબ્લીગી અને ઈસ્લામની હિફાઝતના કાર્યમા મદદ કરવાનો સદેશો પહોચાડુ છુ

હુ ખાસ કરીને **પાદશાહે ઈસ્લામ શહેરયાર અમાનુલ્લાહખાન ગાઝી** અને તેમના દરબારીયોથી દર ખાસ્ત કરૂ છુ કે, તેઓ ઇસ્લામ તરફ ( જેની અમને હીદુસ્તાનમા ઝરૂરત છે ) આર્થિક મદદનો હાથ લબાવે અને હુ **સરહદના બધા અમીર અને ખવાનીન તથા મુલ્લા** સાહેબોને પણ અર્ઝ કરૂંછુ કે તેઓ આવા કટોકટીના પ્રસગે કે જ્યારે મુસલમાનો અને તેમનો દીન હીંદુસ્તાનમા ઘેરાઇ ગર્યાં છે, આર્થિક મદદ તરફ ખાસ ધ્યાન આપે ખાસ

કરીને હામીયે ઇસ્લામ મેહતર સાહેબ ચિત્રાલે ધ્યાન આપવાની ઝરૂરત છે, જેમના હ્રદયમા ઇસ્લામની ભારે લાગણી છે અને જેમની કોશિશથી હમણા હાલમાજ એક લાખ સાઠ હઝાર માણુસો ઇસ્લામી બિરાદરીમા જોડાયા છે એમણે હિંદુસ્તાનમા પણ પોતાનો ઉદાર હાથ ખુલ્લ કરવો જોઇયે.

### વ્યપારીયોનું કામ.

દરેક શહેર અને વસ્તીના ઇસ્લામી વ્હેપારીયોની ફર્ઝ છે કે, આઠમે દહાડે જુમ્આની નમાઝ પછી બઝારમા અને મસ્જિદમા કોશીશ કરી એક એક પૈસો દરેક મુસલમાન પાસેથી આ કારે ખૅરની મદદ માટે વસુલ કરી મ્હારી પાસે મોકલાવે. પૂર્વ આફ્રિકામા નિઝામી સિલ્સિલાના ભાઇયોએ રવિવારે બઝારમા પેટી ફેરવવાનુ શરૂ કર્યું છે જેથી આઠમે દહાડે સારી રકમ એકઠી થઇ જાય છે અને મ્હારા કામને ઘણીજ પુષ્ટિ મળેછે હુ ઇચ્છુ છુ કે એનુ અનુકરણ હિંદુસ્તાનના અન્ય શહેરોમા પણ થાય અને જુમ્આના દિવસે (કેમકે એ દિવસે કેટલાક લોકો ફુરસતથી હોય છે) ફંડની કોશિશ કરવામા આવે હુ પૂર્વ આફ્રિકાના આગાખાની અને વોહરા મુસલમાનોનુ મ્હારા આ ઇસ્લામી કામમા છુટે હાથે મદદ કરવા ખાસ રીતે ધ્યાન ખેચું છુ

### હીંદુ ભાઇયોને આગાહી

હુ બધા સનાતન અને જૈન આર્ય હીંદુ ભાઇયોને આગાહ કરવા માગું છુ કે મુસલમાનોને તમારી સાથે

આર્યોની આ શુદ્ધિ બાબતમા કાઇપણ વિરૂદ્ધતા નથી અને અમે મુસલમાનો તમારા કદિપણ વિરોધી નથી, બલ્કે તમને અને તમારા જુના—સનાતન અકીદા (માન્યતાઓ) ને આર્યસમાજના હુમ્લાથી બચાવવા માગીયે છીયે કેમકે આર્ય-સમાજીઓ રામચદ્રજી અને કૃષ્ણજી તથા તેમના શિક્ષણની છડેચોક વિરૂદ્ધતા અને નિદા કરે છે અને સનાતન ધર્મને નષ્ટ કરી નાખવા ચાહે છે એજ કારણે હીદુસ્તાનના મ્હોટામ્હોટા સનાતન ધર્મી મહન્ત અને સાધુઓ મ્હારા એ કાર્યના મદદ-ગાર છે જે હુ આર્યસમાજના મુકાબલામા કરી રહ્યા છુ તેઓ જાણે છે કે હુ આર્યસમાજના વિરૂદ્ધ જેટલુ પણ કામ કરીશ એથી આર્યસમાજ નિબળ બનતા સનાતન ધર્મી હીદુઓને પણ લાભ થશે હુ એ બધા સનાતન ધર્મી હીદુ ભાઇયોનો આભાર માનુ છુ, જેઓ બર્મા, બગાળા, પજાબ, ગુજરાત, કાઠિયાવાડ, પૂર્વ આફ્રિકા અને ટ્રાન્સવાલથી મ્હારા આ કાર્યમા આર્થિક મદદ પહોચાડી રહ્યા છે

## .ઝરૂરતો.

મ્હને અત્યારે ઘણાક ઉર્દુ, ગુજરાતી, હીદી તથા અગ્રેઝી ભાષાઓમા રિસાલા પ્રગટ કરવા છે, જે તેયાર પડયા છે પણ પેસા ન હોવાથી છપાઈને પ્રગટ નથી થઇ શકતા. એવીજ રીતે તબ્લીગ અને ઇસ્લાહી (સુધારાઓને લગતા) હેન્ડબીલો પણ દરેક ભાષામા છપાવવા છ, જેમને માટે પૈસા નથી

હુ મીલ મઝદૂરો અને ગરીબ લોકોમા ઇસ્લામી અકીદા, તાલીમે નમાઝ અને તરકીબે નમાઝના રિસાલા અને હેન્ડબીલો

ઘણીજ મ્હોટી સંખ્યામા વ્હેચવા માગુ છુ, જેથી એ લોકો ઇસ્લામથી વાકિફ થાય અને ઇસ્લામના હુકમો ઉપર અમલ કરે

મ્હારી એ પણ ઇચ્છા છે કે, ઉત્તમ પ્રકારના પ્રોપેગેન્ડા સાથે મુસલમાનોને નકામા ઉડાઉ ખર્ચ, ઐયાશી, મદ્યપાન, જુગાર, વિષયવાસના અને મુકદ્દમાબાઝીથી બચાવુ અને એમના બાળકોને જરૂર જેટલુ શિક્ષણ અપાવુ, વળી એદીપણુ અને નવરાપણુ (જેમા સાધારણ રીતે ચારે તરફ મુસલમાનો સપડાયેલા છે) ગમે તે રીતે દુર થઇ જાય

## આખિરી દુઆ.

યા અલ્લાહ ! તુ મ્હારી નીય્યત (દાનત) ને અને મ્હારા કામને જોનાર છે અને તુ મ્હારી શક્તિ અને સ્થિતિને પણ જાણે છે મ્હે તારા ફઝલ અને તારા કરમ (મહેરબાની અને દયા) થી તારા પસદ કરેલા દીને ઇસ્લામની થોડી ઘણી સેવા કરી છે મ્હને તુ હિમત અને શક્તિ આપ, કે હુ એથી વધુ સેવા આવા નાઝુક સમયે એક ભયકર નુકસાનથી ઇસ્લામ અને મુસલમાનોને બચાવવા માટે કરી શકુ અને તુ મ્હને હિદાયત આપ કે, હુ દરેક પ્રકારના ટટા તોફાન કરવાથી અને કોઇનુ દિલ દુખવવાથી બચુ આમીન

અને યા અલ્લાહ ! મ્હારા આ કામમા તારા જેટલા બદા જીભથી, ધનથી, હાથ પગથી ભાગ લે છે, એ સઘળાથી તુ રાઝી થા અને એમની ઉપર તારા ફઝલો કરમ નૂર વરસાવ, તેઓની દીની તથા દુનિયવી મુરાદો ( આશાઓ ) પૂર્ણ કર અને કયામતને દિવસે જયારે એ બધા તારા વ્હાલા હુઝૂર મુહમ્મદુર રસૂલલ્લાહ (સ૦ અ૦ સ૦) સ્હામે હાઝિર થાય તો સુર્ખરૂ થઇને અર્ઝ કરી શકે કે "યા રસૂલલ્લાહ !

અમે હિંદુસ્તાનમાં આપની–દીનની એક નાઝુક સમયે મ. કરવાની ફર્જ અદા કરી છે અને અમે અમારી શકિત પ્રમા ધન અને જીભના જિહાદમાં સંપૂર્ણ કોશિશ કરી હતી'

અને યા અલ્લાહ ! જે મુસલમાનો કે બીજા લોકો મા આ કામની વિરૂદ્ધમાં છે અને બીજાઓને પણ વિરૂદ્ધતા મ ઉશ્કેરે છે એમને એ ગુનાહથી બચાવ અને સમજ આ કે તેઓ મારા વ્યકિતત્વની નાકાબિલીયત કે ઝાતી બુરાઇ તરફ નજર ન નાખતા, ઇસ્લામ અને મુસલમાનોને લગતી થોડીઘણી સેવા બજાવી શકાય છે એ તરફ નઝર રાખી હાલના નાઝુક સમયે વિરૂદ્ધતા કરીને શત્રુઓને હસવાનો પ્રસંગ ન આપે

અને યા અલ્લાહ ! મ્હારા મનને રિયાકારી (બનાવટ) થી, ઇર્ષ્યા અને દુશ્મનાવટથી, બીન ઇસ્લામી કોમો સાથેની ઝાતી અદાવતથી અને દરેક એવા ગુનાહથી (જે મ્હારાથી થાય છે) બચાવ અને નજાત–છુટકારો–આપ અને એટલી શકિત પ્રદાન કર કે, તારા માનીતા, પ્યારા દીને ઇસ્લામના હીંદુસ્તાની બગીચાને મ્હારા મૃત્યુ પહેલા આબાદ અને લીલો-છમ ઉછરેલો જોઇ લઉં, જેને આય સમાજે બરબાદ અને વેરાન કરવાનો નિશ્ચય કરી લીધો છે

રબ્બના તકબ્બલ મિન્ના ઇન્નકા અન્તસ સમીઉલ અલીમ

| | |
|---|---|
| તા. ૧ જાન્યુઆરી ૧૯૨૫<br>**દરગાહ હ૦ ખ્વાજા**<br>**નિઝામુદ્દીન ઑલીયા**<br>મહબૂબ ઇલાહી (રહ) દિલ્હી | **હસન નિઝામી.** |